# ધ્રુવના ખેલમાં ગવાતાં ગાયનો.

તથા

## ભગલા હજામના ગાયનો.

દોહેરો.

ઉતાનપાદનો પુત્ર ધ્રુવ, ભક્તોનો સરતાજ;
નેત્રવંતી મા જેવી, પામ્યો અચલ રાજ.

૨૮૫૨






મુંબઈ.
સુબોધપ્રકાશ પ્રેસમાં છાપ્યું.

ઇ. સ. ૧૮૮૭. સંવત ૧૯૪૩.

કીમ્મત દોઢ આનો.

## ચેતવણી.

# ધ્રુવના ખેલમાં ગવાતાં ગાયનો.

## પ્રભુ પ્રાર્થના.

(કર કર કર કર કરગ.) એ રાહ.

પ્રભુ મેહેર કર હમ ઉપર.
રાખીએ હમે તો, તું પર સબર. પ્રભુ.
ચાતુરી તારીમાં ચુક નહીં જરા,
ખરા કાર્યો કીધાં, રાખીને નજર. પ્રભુ.
ચંદ્ર સૂર્ય તારા, પ્રકાશે ભરપુર,
દુરથી પ્રકાશે, ન્યાળીએ હજુર. પ્રભુ.
છોજી વીશ્વાધાર, ખુબીછે અપાર,
નમન કરીયે છે મંડળી આ વાર. પ્રભુ.
છૈયે હમે બાળક. તમો પ્રતીપાળ,
આપો હમને હીમ્મત તું દીન દયાળ. પ્રભુ.
હીમ્મત હમને આપો વિઘ્ન નીવારો,
સારો આપો બોધ હમે તાબેદાર. પ્રભુ.

## દરબારમાં ગુણકા રાજાની કીર્તી ગાય છે.

(છોડી બામનકી.) એ રાહ.

વારી વારી જાઊં વારી વારી જાઊં,
સભા મંડપ જોઈ હું તો ખુશી થાઊં—ટેક.

રૈયતના રખેવાલ છો શીર હાકણ રાજન;
ગુણ તમારા ગાય છે પુરોના માજન—વારી.
અદલ રાજ છે આપણું નહી તસ્કરની બીક;
બાળ ગોપાળની મેહેર છે. રમે તમ નજીક—વારી.
આયુષ્ય વધજો કુટુંબનું, જાચું છું હું એમ;
નીધેબાની રાખીને ઇશ્વર કરજો તેમ—વારી.

## ધ્રુવે પોતાના પીતાની દરબારમાં અપમાન થવાથી કીધેલો વિલાપ.

( મુકાવે દુષ્ટ અન્યાયથી, અબલા. ) એ રાહ.

કેર વરતાવ્યો કારમો મુજપર આ શી આફત—કેર વરતાવ્યો.
જગતે ઈશ્વર છો જાણીતા, રંકના આ શું રે હાલ—કેર વરતાવ્યો.
પીતા પીડ જાણે નહીં, મને કરે છે ધીક્કાર—કેર વરતાવ્યો.
માતા વેંણ સાંભળ્યું નહી, ત્યારે મુક્યું છે માન—કેર વરતાવ્યો.
અપમાન થયું માહેરું, ધરૂં કેમ હું ધીર—કેર વરતાવ્યો.
પ્રભુ હિમ્મત આપો મેહેરથી, દીન હું તારો દાસ—કેર વરતાવ્યો.

## ધ્રુવની સાવકી માતાએ ધ્રુવને આપેલો ફરેબ.

( વીનતી ધરજો ધ્યાન સજન સૌ. ) એ રાહ.

અભાગણીના સુત આવ, અલ્યા ધ્રુવ અભાગણીના સુત આવ.—ટેક.
હીણ માતા કુખે જન્મ તેં લીધો કીધો નહીરે વિચાર.—અલ્યા.
ઉત્તમ સાથે બેસાડ્યા નહી, ગયું સભામાં માન.—અલ્યા.
ગઇ આબરૂ પાછી લેવી હોય તો, કહું તે માફક ચાલ.—અલ્યા.
અઘોર વનમાં કષ્ટ કરો જઇ, મલશે શ્રી ભગવાન.—અલ્યા.
માગજે તે પાસે મુજ જેવી માતા, ચુકતો નહી ધરી ધ્યાન.—અલ્યા.

## લશ્કરની કુચ.

( ગોરી ગોરી એબાસીનીઆ. ) એ રાહ.

ખેડુત મેહેસુલ આપતા નથી, ( ૩ )
ચાલોની જઇએ ત્યાં—ટેક.
સીપાઇઓના લીધા પ્રાણ, ( ૩ )
લઇએ તેઓના જાન—ખેડુત.
મુદઇને કરીયે પાંસરા, ( ૩ )
પાંસરા કરીશું પલવાર-ખેડુત.
રાજાજીની થાય જય જય, ( ૩ )
ભય આપણનો સઉ જાય-ખેડુત.

## ધ્રુવ વનમાં જવા માટે રજા માગે છે ત્યારે તેની માતા જવાને ના પાડે છે.

( કંચનવા મોરા કરસે સરક ગયોરે. ) એ રાહ.

માતાજી મને મેહેર કરી રજા આપોરે;
હું તપ પુરવાને જાઉં કૃતાર્થ મારે થાવું.—ટેક.
**નેત્રવંતી**—આ તે શું લવે છે રે, ગજા ઉપરાંત કરે છેરે;
શી પીડા થઇ છે તને, દરશાવ તે તું મને;
બોધ આપ્યો કયા જને તને એમ કરવાનેરે—માતાજી.
**ધ્રુવ**—ગયો પીતા પાસે રે, થયો ત્યાં ઉદાસ રે;
ઉત્તમને ખોળે લીધો, આવકાર મને નહી દીધો;
શાવકીએ શ્રાપ દીધો કીધો બોધ મનેરે—માતાજી.
**નેત્રવંતી**—દુશમન છે એ મારી રે, બુરૂં ચાહે છે ભારી રે;
અદેખી રંડા બહુ, કારસતાન કરે કહું;
ઇશ્વર તું જોજે સઉ બઉ સાહે થાવોરે—માતાજી.

**ધ્રુવ**--માફ એમના બોલોરે, સાવકીપર શું કામ ઢોળોરે;
જગતેશ્વર પુજવા મન, ભાગ્ય હોય જેનું ધન;
લીધું છે મેં તો પન તન હું કટાવું રે—માતાજી.

## ધ્રુવ ઉજત કરી વનમાં જવા માંગે છે તેથી તેની માતા સમજાવે છે.

( વનચર વીરા વશ્રમસી. ) એ રાહ.

**નેત્રવંતી**—લાડકવાયા બાળ તું, શું કરે છે વીચાર;
બોધ આપ્યો તને વેરીએ, જાય વન મોઝાર—ટેક.
કહો તો રાજ અપાવું હું, કહો તેમ કરૂં આજ;
તાજ મુકાવું તુજ શીશપર, ભલો પેહેરાવું સાજ--લાડક.
વાઘ વરૂ રીંછ રીંછની, ઝળી નરસે તું બાળ;
ભુખ તરસ કેમ વેઠશો, કોણ કરસે સંભાલ--લાડક.
પોઢવા સેજ મલે નહી. કાંકરા કાંટા અપાર;
કેમ વાહાલા તું પોઢસે, ગરમી થંડી વીચાર—લાડક.
માટે મુજ વેણ પાળીને, જવા વન હઠ છોડ;
એકનો એક તું મુજને, નથી બીજો રે જોડ—લાડક.

## ધ્રુવ વનમાં જવા માટે માને સમજાવે છે.

ઉપલી રાહે.

માતાજી મારાં સાંભળો, વેણ ચરાવું શીશ;
કોઇ દીન મેં દુભાવ્યાં નથી, આ વેળાએ જઈસ—ટેક.
સજપાટ નથી જોઇતું, પોશાક દીસે અંગાર;
જગતેશ્વર ભજી મેળવું, નક્કી કીધો વીચાર—માતાજી.

જંગલી પશુથી બીતો નથી, કેમકે તમો છો માત;
પાન કીધું તમ સ્તનથી, તેથી તે નહી ઉચાટ—માતાજી.
કુદરતી જમીન સોહામણી, ઊંચે આભ વીખ્યાતે;
રક્ષણ કરસે તે માહેરૂં, તેપર રાખું છું આશ—માતાજી.
ઈશ્વરને ભજું હું હ્હેરથી, કરી એકાંતવાસ;
શીખ આપો જત મુજને, નહીતો દેહનો છે નાશ—માતાજી.

**ધ્રુવ પોતાની માતાને દીલાસો આપે છે.**

( ભલાજી મેં તો ગઇથી ગબરૂકી સાથ. ) એ રાહ.

ઉઠો ઉઠો વાહાલી મારી માત;
હું વનમાં નહી જાઊં ખરેખાત—ટેક.
આમ દુખાતું નહી જોઈએ તમને;
શા માટે કરો છો કલપાંત—હું વનમાં.

**ધ્રુવ વનમાં જવાથી તેની માતા સંભાલને માટે ઈશ્વરને અરજ કરે છે.**

( ઓધવજી સંદેશો કેહેજો શામને. ) એ રાહ.

હડીલો થઈ ગયો રે—હવે હું શું કરૂં,
પ્રભુજી તમે લેજો એની બરદાશ જો,
માન્યું નહી કહ્યું રે—મારા બાલકે,
મારે તો છે તમારો આધારજો—હડીલો.
કોઇ દીવસ મેં તો કાઢયો નથી બારણે,
સુખમાં ઉછર્યો સ્વપને નહી દીઠું દુઃખજો,
ભુખ તરસ એ કેવી રીતે વેઠસે,
પણ મને છે તમારો વીશવાસજો—હડીલો.
દીન દયાળુ છો—દુનીઆના તમો દીન બંધું,

મીરાં સારૂં પીધું તમે વીખજો,
તે માફક મુજ બાલકને સંભાળજો,
ઈશ્વર મારી સુણજો અરજ આજજો—હઠીલો.

**ધ્રુવ વનમાં વીચાર કરે છે.**

( પીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

કાયા જુઠીરે મારે ભજવા ભગવાન—ટેક.
મેં તો વિચાર નક્કી કીધો;
શ્રાવકીનો બોધ મેં લીધો;
તપ કરવું એ મારગ સીધો—કાયા જુઠીરે.
આતો અજાએબ દેખાવો;
ન્યાહાળીને થાયે મુંજાવો;
પ્રભુજી તમે સાહે થાવો—કાયા જુઠીરે.

**લશકર જીત મેલવી આવે છે.**

( સોદાગર હમે કીધરકા કર બોફ ખુદાકે ધરકા. ) એ રાહ.

થયો જય જય જય જય આજે ( બાહાદુરો. )
દુશમનોના કાળજાં દાઝેરે—થયો.
ગલચી જાલી ભાલે લટકાવ્યા, ( બાહાદુરો. )
વેરી થર થર થર થર પ્રાજેરે—થયો.
જખમી થએલા ચીચીઆરી પાડે, ( બાહાદુરો )
ખુશાલીનું વાજું ધમ ધમ વાજે રે—થયો.
આપણી ફતેહનું ઈનામ મળસે, ( બાહાદુરો. )
રાજા લ્હેરી આપણે નવાજે રે—થયો.

**નારદમુની ધ્રુવને વનમાં આવવાનું કારણ પુછે છે.**

( ચાલની ચાલની ચાલનીરે. ) એ રાહ.

બાળક છેરે તું કોનોરે—મને કેહેની બાળક છે તું કોનો—ટેક.
આતું તારૂં તપ જોયું નથી જાતું,
બાળ દેખી નહી ખમાતું રે—મને.
આ વનમાં કોઈ આવી ન શકે,
ડુંગર ભાળી ને ભડકે રે—મને.
બાળક તુંને કોણે દુભાવ્યો,
કીયા ઠેકાણેથી આવ્યો રે—મને.
માત પીતાએ કેમ મુકયો સુનો,
આતે ઉપદેશ છે કોનોરે—મને.
રાત અંધારી ને અઘોર વન છે,
જપતો એકે મનનોરે—મને.

**ધ્રુવ નારદમુનીને પુછે છે કે તમે કોણ છો?**

ઇંદર સભાની રાહે.

અરે કોણ દેવતા તમારૂં શું નામ,
કોણ તાત ને કીયો વીશ્રામ?—અરે.

**નારદમુની પોતાનું નામ પ્રગટ કરે છે.**

ચોપાઈ (જોગીઓ.)

અરે બાળક સાંભલ તું રે.
બ્રહ્મ સુત ને નારદજી હું રે—અરે.
જે વાત સાચી હોએ તે કહે,
કપટ રાખીશ નહી તારે રૂદય—અરે.

**ધ્રુવ પોતાનો હેવાલ જાહેર કરે છે.**

(દર ચાલે હાલે દીલમાં નોંધીલો.) એ રાહ.

ભલા નારદજી તમો સુણો, મહીમા મારે છે તમ તણો;

ઉત્તાનપાદ સુત ધ્રુવ મુજનામ, બીસમાવંતી નગ્રી સ્વસ્થાન;
નેત્રવંતી મારી માતા સતી, અપરમ માતા તે પ્રભાવંતી–ભલા નારદજી.
તે પ્રભાવંતીનો તન ઉત્તમ, તે ઉપર .ઘણું રાયનું મન;
હમો બન્ને મલ્યા એક વાર, ચાલી ગયા સભા મોઝાર;
ઉત્તમ રાય ઉછંગે ગયો, મુજ સાથે અંતર રે કર્યો–ભલા નારદજી.
તે કારણ દુ:ખ મનમાં થયો, ધરી વૈરાગ વનમાં આવ્યો;
હવે તપ કરી ઈંદ્રી વશ કરૂં, ભવસાગર હું સેહેજે તરૂં.
હેવો મનશું કીધો ને મળે બ્રહ્મા યા પાડું મારી દેહ–ભલા નારદજી

## શ્રીંગી રૂષી ધ્રુવને પુછે છે.

ચોપાઈ ( જોગીઓ. )

અરે બાલક કેમ અહીં આવ્યો,
કીયા વેરીએ તને સમજાવ્યો––ટેક.
મુખપરથી ઉડયું નથી દુધ;
તારી કોને ભમાવી શુધ––અરે.
કોણ માત ને કોણ છે તાત;
સાચે સાચી કહી દે તું વાત–અરે.

## શ્રીંગી રૂષી આગલ ધ્રુવ પોતાનો હેવાલ કહે છે.

( એતો મજનુક હોએગા દીવાના.) એ રાહ.

સમજો જોગેશ્વર સાધું ભાઈ,
ધ્રુવ નામ મારૂં સતસાઈ–ટેક.
છેતરી લાવ્યું મને નથી કોઈ,
શું વિચાર કરો મુખ જોઈ––સમજો.
ઉત્તાનપાદ પીતાનું છે નામ,
બરમાપુરીમાં છે રે રેહેઠાણ––સમજો.

રાગ ઇંદર સભાનો.

શુરા દરબારીઓ મારા નેકનામ;
હવે છે તમોને બાહાદુરીના કામ.
લાએક નહી કે લેવો. તમે અન પાણીનું નામ;
જ્યાં સુધી નહી બજાવો, માહારૂં એક કામ.
મતલબ છે માહારી, માતરજ એક;
રંજ છે તમો સર્વેને રે સેહેજ.
જંગલ અને પાહાડો ઉપર કરી કોઈ ખબર;
લાવી આપો મને મારા ધ્રુવની ખબર.
કરી રાખીશ તમોને હું સદા સીરતાજ;
ખેંચો એટલી રંજ, તમારા રાજાને કાજ.

**ઇંદ્ર રાજા ઇંદ્રાસન માટે વીલાપ કરે છે.**

( બદલ ગયો નેણારે. ) એ રાહ.

કોણ તપ કરવાને આવ્યું રે, મારૂં ઇંદ્રાસન ડોલાવ્યું--ટેક.
હેવો શુરવીર પેદા થયો શું, લેવાને મારૂં ઇંદ્રાસન;
અપ્છરાવો તમે કેમ સુરત થઇ છો, મુકાવોની એનુ પણ--કોણ.
દૈત્યો તમે જઇ ડરાવો તેને, ઝબકીને છળી જાય;
જેમ તેમ કરી તપથી ચુકાવો. ઝટપટ કરો મને સાહાજ--કોણ.
કંટાલો આપો તમે અતીશે, વીપત પાડજો બહુ;
બાહાદુર થઇને ટેકજ રાખો, જીત મેલવો સૌ--કોણ.

**અપ્સરાવો ઇંદ્રને ધીરજ આપે છે.**

( કર તનપર શીનગાર હાથમે સોનેકી ઝારી. ) એ રાહ.

ઇંદ્ર રાજા એમ શું બોલો. તપસ્વીમાં શું દમ,
હજારો એવા તપધારીના. મુકાવીશું હમે પન.

## ઇંદ્ર પોતાના દૈત્યોને જવાને રજા આપે છે.

ઉપલી રાહે.

દૈત્યો તમે ઝટપટ જાઓ, કરી આવો શુભ કામ,
દીલ મારૂં અતીસે દાઝે, કાર્ય કરો મુદામ.

## અપ્સરાઓ ધ્રુવને છલે છે.

( મુકાવે દુષ્ટ અન્યાયથી. ) એ રાહ.

અહીંયાં અલ્યા કેમ આવ્યો, તારૂં ભાયેગ હીણું—ટેક.
વીર પુરૂષ વટી ગયાં, મગર મછમાં મીન.—અહીયાં.
ઢોંગે પ્રભુ મલે, તો જોની વડલાં વન મોઝાર—અહીયાં.
કર્મ રેખા હોય તાહરી, નસીબે નથી હાર—અહીયાં.
ભમાવ્યો કોને આવવા, દુસ્મન હસે કોઈ—અહીયાં.
માનવું હોય તો માનજે, જા વિચારી જોઇ—અહીયાં.

## અપ્સરાઓ ધ્રુવની માતાનું સ્વરૂપ લઈને છળે છે.

લલીત છંદ.

અરે રે મારા સુત, આ શું તારા હાલ,
ભયંકર દીશે છે આ વન વિકરાળ;
તુજ દુઃખે મેં તો નગ્ર પરહર્યું,
વન વિશે તેં તો તપ શું આદર્યું—ટેક.
તુજ પિતાએ તો મુને પરહરી,
તુજ વૈરાગથી હું વન સંચરી;
મુજ સામુ જુઓ માહેરારે તન,
કેમ કઠણુ કરેછ તાહેરૂં રે મન—અરે.
કેમ તેં તજી છેક દાજરે,

નેત્રવંતી મારી માતા સતી,
તેના પુત્રની આવી છે ગતી–સમજો.
ઇશ્વર ભજવાનું થયું છે મન;
વાહાલું કાંઇ નથી તન ધન–સમજો.

**શ્રીંગીરૂષી ધ્રુવને મંત્ર આપે છે.**

( કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે ) એ રાહ.

શાબાસ શાબાસ ધ્રુવજી છે તારી જાતને રે;
ધન છે માતને રે—શાબાસ.
હીમ્મત રાખજેને ઉરમાં ભારી,
જશો નહી કોઇથી હારી;
આદેબા અમાવસે-કરી વાતને રે—શાબાશ.
ઇંદ્ર અપ્છરાઓ મોકલે,
ભુત ભૈરવ બોવાંડ ટોળે,
બીતા નહી ન્યાળી તેના બડગડાટને રે—શાબાશ.
શ્રીંગી રૂષી નામ છે મારૂં,
ઇશ્વર કરસે તારૂં ધાર્યું;
આપું મંત્ર લે તારી ઉચાતને રે—શાબાશ.

**અપ્છરા ધ્રુવની માતાને દીલાસો આપે છે.**

**કાહારવો.**

દીલ દુખી શીધ કરો છો માહારાણીરે—બે વાર.
માહા રાણીરે માહા રાણીરે—દીલ.
તપ કરવાને-ગઆ છે ધ્રુવ;
હવે આવસે ધરો ધીર માહા રાણીરે—દીલ.
કોમલ કાયા-શું કામ જલાવો;
બળાપો શીધ કરો છો માહા રાણીરે—દીલ.

ધીરજ નાં ફળ મીઠાં ઘણાં છે;
ઈશ્વર કરસે સારૂં માહા રાણીરે—ટેક.

**વિદુષક ધ્રુવની જન્મ પત્રીકા જુવે છે.**

બેત

ધન મકરને કુંભ, આ રાણી પાડતી આવી બુમ:
ધન મકરને દશ્મો, બાજરીતો જુની પણ વાવટો તો નવો;
કન્યા તોળાને મકર રાશી રાણીજીને થંડા પાડવાની તાલ થઇ છે ખાશી;
ચંદ્ર મંગળને મળ્યા બુધ, હવે રાજાને કાંઇ આવશે શુદ્ધ;
પેહેલા ઉઠયા શની રાય, રાણીજી કરે હાય હાય હાય.

**ખરી જન્મ પત્રીકા.**

બેત.

રાજા ચીંતા પર હરો. કરો કૃષ્ણની સેવ;
પુત્ર તમારો ભગત છે, મનુષ્ય દેહ પણ દેવ.
સુખનો સ્વામી ઊચનો, છંદ્ર બલીઓ જો હોય;
અખંડીત સુખ તે ભોગવે, રોકી શકે નહીં કોય.
તોળા લગ્નમાં બૃહસ્પતી, શની યુક્ત જો હોય;
ભાગ્ય સ્વામી દૃષ્ટિવડે કૃપા કૃષ્ણની હોય:
કૃપા કૃષ્ણની હોય, અવીચલ પદવી પામે;
સ્થીર રહે નીજ નામ, સંકટ પરના કાપે.
સુરાધિપની કન્યા, પવન કુમારી જે;
તેની સાથે એનું લગ્ન થશે, નકી માનજો તે.

**રાજા પોતાના દરબારીઓને ધ્રુવની શોધ કરવા જવાને ફરમાવે છે.**

મારૂં મન રહ્યું છે મોહી,
એની તોલે ન આવે કોઇ—દુઃખ.
હું તો પ્રસન્ન થયો છું આજે,
મારે કરવું ભગતનું કાજે;
એને આપું અવીચલ રાજે—દુઃખ.
ઝટપટ માહારે જાવું,
કોઇ ઠેકાણે નહી રોકાવું;
ભગતનું કારજ કરી આવું—દુઃખ.

**બ્રહ્મા તથા ઇન્દ્ર રાજા શ્રી ભગવતની સ્તુતી કરે છે.**

નારાચ છંદ.

કૃપાં સિંધુ વંદુ તમને, જોડીએ બન્ને હાથથી;
દુઃખો હરો સુખો કરો, આબાદ તમ પ્રતાપથી.
ત્રીભોવનનાં છો ઇષ્ટ તમે, વંદે છે રૂષી દેવતા;
દેવ મુનિ ધ્યાન ધરે, ભક્તિથી બહુ સેવતા.
છો અવિનાસી બહુ વિલાસી, કાર્ય કરો કારમાં;
નીરઉપયોગી બળે નહી, છે સજ્જનના સારમાં.
હમપર હમેશ રેહેમ કરજો, ઓ દીનદયાલુ નાગરા;
ભક્ત વત્સલ ભુદરા, છો રત્નાગર સાગરા.

**શ્રી ભગવત ધ્રુવના તપ માટે વખાણ કરે છે.**

( અલેફ્સે તું યાદ કર. ) એ રાહ.

ભક્તે રાખ્યો નેમ હવે, કરવું મારે ક્રેમ;
પ્રસન્ન થઇ જાવું હું તો રાખું એને ક્ષેમ—ભક્તે.
ભક્ત મારૂં ધન જાણું, જાણું મારૂં તન;
ભક્તનું મુખ જોવું સારે, થાવું હું પ્રસન્ન—ભક્તે.

શ્રમ કરીને ઇંદ્ર થાક્યો, ચુક્યો નહી નેમ;
ભક્તે દૃઢતા રાખી ઘણી, ઉપજે મને પ્રેમ—ભક્તે.
અપ્સરાઓએ છલ કર્યા. પણ છલાયો નહી બાળ;
રાક્ષસોનો ભય નહી ગણ્યો. કરૂં એને હું ન્યાલ-ભ.

**ઇંદ્ર રાજા સર્વે દેવતાઓને કંકોતરી લખે છે.**

( પિતા પ્રિયરે નાટચકળા મારે શીખવી. ) એ રાહ.

કૃપા કરજોરે દેવમુની માહારાજ—ટેક.
મુજ પુત્રીના લગ્ન છે આજે,
વનમાં કરવું છે કાજે;
મારા શીરના છો તમે તાજે—કૃપા.
ગણપતીને કરૂં પ્રણામ,
તેથી સિદ્ધ થાએ સઉ કામ;
આવી પુરજો મનની હામ—કૃપા.
અગ્નિ વરૂણ ને વાયુ કુબેર,
શિવજી તમે કરજો મેહેર;
તમો આવ્યાથી થશે લીલા લેહેર-કૃપા.
સૂર્ય ચંદ્ર ને યમરાજ,
બ્રહ્મ દેવ વિના જાય લાજ;
નારદવિના ન શોભે કાજ—કૃપા.
બ્રહસ્પતી તમે વેલા આવો,
સાથે શ્રીંગીરૂષીને તેડી લાવો;
સદા મુજ મનમાં તમો ભાવો—કૃપા.
વાંચી કંકોતરી વેહેલા પધારો,
આવી વિઘ્ન સર્વે નિવારો;
દયા લાવીને સાહે થાવો—કૃપા.

ભરર સમુદ્રમાં ડુબ્યું ઝાંઝ રે;
ખરરર આંસુ તે આંખથી ખરે.
ચરરર ચીતમાં શી ચિંતા બળે—અરે.
થરરર થાય છે કંપે કાય છે.
સરરર સુસરાં બાંણુ વાયે છે;
મુજ સામુ જોઈ બોલરે તું બાળ,
નહી તો હું તજીસ માહેરો રે પ્રાણ—અરે.

**અપસરાઓ ધ્રુવ નહી છલવાથી બીજું ગાયન ગાય છે.**

સીતાજીના મહીનાની રાહ.

આ શું થયા તારા હાલ, વ્યાલી દીલ દુખાય છે,
પુત્ર તન છોડીને ઘરબાર, ખરાબ કેમ થાય છે;
મુજ સામું જુવોની બાળ, પીતા પુછે પ્રેમથી,
હવે છોડી દે સંતાપ, ચાલો ઘેર હોંશથી;
તુજ બંધુ ઉત્તમ ટલવળે છે, ધ્રુવજી મારો ક્યાં ગયો,
ઢુંડી વલ્યો આપણું ભોવન, હવેરો તે બહુ થયો;
અરે અજાણુ માહેરા બાળ, ઝવાળ સમતી નથી,
નાની વયમાં તારે વનવાસ, નીરાશ થઈ સર્વથી;
માટે સમજ લાડકાબાળ, રીસ આવડી નહીરાખીએ,
પીતા ઉપર આ શું રોષ. પીતા વેણુ પાળીએ.

**અપસરાઓ તથા દૈત્યો નહી આવવાથી ઈંદ્ર રાજા ગભરાય છે.**

( અલેક્સે તું યાદ કર. ) એ રાહ.

જીવ મારો ગભરાય છે, કરવું મારે કેમ,
દૈત્યો હજુ આવ્યા નહી, થઈ ગયું શું એમ-ટેક.

અપ્સરાઓ આવી નહીં, લાગી કેમ વાર,
ઇંદ્રાસન ડોલે છે, બહુ થયો હાહાકાર—જીવ.
નીયમ ચુકયો છઊં નહી, કરૂં છું નિત્ય કામ,
જગરાય કોપ્યા કે, જાયછે મારૂં નામ-જીવ.

---

## બ્રહ્માના મંદિરમાં ભગતો જાય છે.

### હોરી.

તું છોરે જગતનું નુરે, પ્રભુ એક તું છે જગતનું નુરે—ટેક.
એક અનેક બની બહુ રૂપે, જગતમાં હીરે નરૂરે;
સ્થાવર જંગમ ચૈતન રૂપે, સચરા ચર ભરપુરે—પ્રભુ.
જપ તપ ધ્યાન હૃદયમાં ધરતાં, પાપ થાયે સઉ દુરે;
વિવીધ પ્રકારની રચના તેં કીધી, બ્રહ્માંડમાં ભરપુરે-પ્રભુ.
ઈંદ્રાદિક બ્રહ્માદિક સુરપતિ, ધ્યાન ધરે નિત્ય ઉરે;
અધમ ઓધારણુ પતીત પાવન, ટાળો કરમ કરૂં રે—પ્રભુ.

## ઈંદ્ર બ્રહ્માની સ્તુતિ કરે છે.

( ખલકનારે ખોદા ખાવંદ. ) એ રાહ.

વિશ્વ કરતા, જગત દાતા—અખીલ બ્રહ્માંડમાં વિખ્યાતા-ટેક.
બ્રહ્માજી હું લાગું છું પાય, તમારી છે મુજ ઉપર સાહે—વિશ્વ.
દરશણ કરવા, આવ્યોછું આજ, કરતા આવ્યા છો ગરીબના કાજ-વિ.

## શ્રી ભગવત ધ્રુવને માટે વિચાર કરે છે.

( પીતા પ્રિયરે નાટય કળા મારે શીખવી. ) એ રાહ.

દુઃખ હરવુંરે, ભક્તછે એ ગુણવાન—ટેક.
બાળ ભગતની દૃઢતા જોઈ;

## સર્વે દેવતાઓ ભગવતની પ્રાર્થના કરે છે.

### આરતી.

જય દેવ જયદેવ, જય વિશ્વા ધારા, પ્રભુ જય વીશ્વા ધારા;
તુજને વંદન કરીએ, તુજને વંદન કરીયે,
દુઃખ માત્ર હરીયે—જય દેવ જય દેવ.
અનેક દૈત્યો માર્યા, શુભ કારજ સાર્યા, પ્રભુ શુભ કારજ સાર્યા;
અકલીત માયા તમારી, અકલીત માયા તમારી,
જોઈ જાઊં બલિહારી—જય દેવ જય દેવ.
ભગતવછલછોપ્રભુતમેઆનંદઘનમુરતી, પ્રભુઆનંદઘનમુરતી;
ત્રીગુણી માયા રચતા, ત્રીગુણી માયા રચતા,
હરતાં ને ફરતાં—જય દેવ જય દેવ.
અનાથ નાથ પ્રભુ તમે કરૂણાવિસ્તારી, પ્રભુકરૂણા વિસ્તારી;
પાંચે પાંડવ ઉગાર્યાં, પાંચે પાંડવ ઉગાર્યા,
લાખા મહ બાલી—જય દેવ જય દેવ.

### ધ્રુવની કીર્તિ.

( દર ચાલે હાલે દીલમાં નોંધાલો. ) એ રાહ.

સત્યની થઈ છે સરસાઈ, ( એ. )
નક્કી માનજો સહુ;
ધ્રુવજીએ હીંમત રાખી,
ધીર ધરી પીડા સાંખી;
તપમાં રાખ્યું નહી બાકી,
સત્નો બેલી રામજી—ટેક.
સાવકીનું વચન પાલીને, ( એ. )
વનમાં ગયો એ બાહાદુર;
પાંચ વરસ પોતાની વય,

રાખી નથી કોઈની ભય, (બે.)
સત્નો બેલી રામજી—ટેક.
કૃષ્ણે દરશણ દીધાં છે. (બે.)
ઇંદ્રની કન્યા પામીયો,
કીરતી થઇ જગની માંહી,
અમર નામ થયું હાંઈ, (બે.)
સત્યનો બેલી રામજી—ટેક.
આ જુગતે જોડું શોભે છે, (બે.)
અશીરવાદ હમો દઇએ,
અવચીલ રહેજો તારૂં નાંમ,
કરસે જે કોઈ હેવા કામ, (બે.)
સત્યનો બેલી રામજી—ટેક.

# ભગલા હજામના ગાયનો.

## ભગલા હજામે પોતાની કીધેલી તારીફ.

( ચીઠી હમ કાલા કાલા. ) એ રાહ.

મોરૂં નોમ ભગલો હજામ,
હજામ છું રે હું એમદાબોદનો,
લાલ માહારાજનો ભગલો હજામ—ટેક.

ભગલા ભાઇતો એમદાબોદથી, નીશરીયા ભપકા ભેર,
માહારીરે શી કંમબખતી લાગીકે આવેઓ હું આએ શેહેર—મોરૂં.
ખમે તોબરી મોઢેસે પોગરી, અંગરખો તતર બંધ,
રેશમી કોરનું ધોતીયું, ને વલી નોમસે ભગલા સંદ—મોરૂં.

આંગલે આંગુથી હીરાની સે, જુવોની કીવો લાગેસે રોપ,
રોઝાએ ફાંશાનો હુકમ કીધો, તે મે શું કીધા સે પોપ—મોરૂં.
માહારી અલી - સે સેરોવંતી, ઝોને પુનમનો સોંદ,
રોઝાએ ફાંસીનો હુકમ કીધો, તે તો થશે હવે રોંડ—મોરૂં.
રોઝા ચઢાવે અફીમ, ને વઝીર ચઢાવે ભોંગ,
ખાનશાહની ગોદીપર બેશેતો, ઝાને વાંદરાના શોંગ—મોરૂં.

**ભગલા હજામની ચતુરાઈ.**

( કંગનવા મેરા કરસે સરક ગયોરે ) એ રાહ.

ઇશ્વરે આલ્યું સે મોથાં મુઢવાનું કોમરે;
ધંધો સેરે મઝાનો, તમે શત કરીને ઝાનો—ઇશ્વરે.
હઝામનો સે માલોરે, જો મરજી હોએ તો સાલોરે,
શીખાડીશ મારે હાથે,
સહુથી ઉત્તમ ધંધો છે;
વળી તે સાથે ખંદો છે.
તોલ આવે તો મોથાપર ટપલા મોરૂં ઓમરે—ઇશ્વરે.
એક હજામતનાં ડોડીઆં સે ચોર,
મોનશ જોઇને કરૂં રે વિચાર;
તોલ પરેતો વેતરૂં બે ઓનાં,
જો શપકો પડી ગયો;
એ તો ફોરો ફુટી ગયો,
એવી એવી તોલ કરી હું મોરી ખાઉંરે—ઈશ્વરે.

**ભગલાએ કીધેલો વીલાપ.**

( દેખો દેખો ઓચંબા ) એ રાહ.

હાએ હાએ રોમ રોમ આ શું થયુંરે,

જુવો જુવો નશીબ ઉંધું વળી ગયું રે—૨૪.
સુવો નહીંને ભુત થીઓ ઈતો તેનું તેજ.
એ થાશે શઝા ભારી, રોસે રે અલી મારી;
હાએ હાએ રોમ રોમ આ શું થયું રે—જુવો.
પ્રીત બહુ રાખેછેરે મારા ઉપર અલી,
તે મરશે જુરી જુરી, પેટમાં થઇ કુર કુરી;
હાએ હાએ એતો જ્યાંનું ત્યાં રહ્યું રે—જુવો.

**ભગલાની સ્ત્રીયે પોતાના ધણીની કીધેલી તારીફ.**

સ્વામી મારા છો શોભામણા,
સમજો સમજોની હાં-શમજો શમજોની હાં—સ્વામી.
હજામત કરવાને આવ્યા છેરે પોનાચંદને ઘેર,
પોનાચંદને ઘેર—તેના તે પઇસા મળશે,
તેની ખીચડી લેશું શેર—તેની ખાચડી લેશું શેર—સ્વા.
આંગલે અંગુઠી હીરાની છેરે અંગરખું તતડબંધ,
અંગરખું તતડબંધ-રેશમી કોરનું ધોતીઊં,
જાણે શેઠ માહાજન—જાણે શેઠ માહાજન—સ્વામી.

**ભગલાએ પોતાની સ્ત્રીની કીધેલી તારીફ.**

( મદસ સાબ નાચતે ચલો ) એ રાહ.

ઓં મારી વાહવારે અલી—ઝમના ફેરં ધનસે તોરૂં નોમ;
ગીત ગાયું સે મઝાંનું—દીલમા હરખ થાએ,
પાંચ શેર દુધમાં બોને—ખાંડ ખાધી કેહેવાએ—ઓ મારી.
ચનદા ખાતર આવવું પડેસે—દીલ ન જુદાં થાએ,
શોદ જેવા મુખરો જોઇ—વાકુલ વ્યાકુલ થાએ—ઓ મારી.
પોંસ પટાનો ગાગરો—ને ફરતી મુકીશે કોર,
પોનાચંદના ઘરમો, આપન હેંડીએ જોડા જોડ—ઓ મારી.

# મેહેતા જમનાદાસ ભગવાનદાસની કુંપનીએ પ્રગટ કરેલાં પુસ્તકો.

| શાળોપયોગી પુસ્તકો. | રૂ. આ. પૈ. |
|---|---|
| સેન્ડફર્ડ મર્ટનના મિનીંગ ( ૨૫૦ પાનાના ) ... ... | ૯—૧૨—૦ |
| રૉયલ સ્કુલ પ્રાઇમરના મિનિંગ ... ... ... | ૦—૪—૦ |
| રૉયલ રીડર નં૦ ૧ લાના મિનિંગ ... ... ... | ૦—૬—૦ |
| રૉયલ રીડર નં૦ ૨ જાના મિનિંગ ... ... ... | ૦—૮—૦ |
| રૉયલ રીડર નં૦ ૩ જાના મિનિંગ ... ... ... | ૦—૧૦—૦ |
| રૉયલ રીડર નં૦ ૪ થાના મિનિંગ ... ... ... | ૦—૮—૦ |
| રૉયલ રીડર નં૦ ૫ માના મિનિંગ ... ... ... | ૦—૧૨—૦ |
| હાવર્ડ કૃત પ્રાઇમરના મિનિંગ (મોટા)... ... ... | ૦—૪—૦ |
| હાવર્ડ કૃત અંગ્રેજી બીજી ચોપડીના મિનિંગ... ... | ૦—૬—૦ |
| ફારસી આમાદન નામાનો અં૦ ગુ૦ તરજુમો ... | ૦—૨—૦ |
| શાળોપયોગી કોઠકો ... ... ... ... ... | ૦—૧—૦ |
| **વારતાઓના પુસ્તકો.** | |
| સુડા બોતેરી ... ... ... ... ... ... | ૩—૦—૦ |
| ગીરધર કૃત રામાયણ ... ... ... ... ... | ૨—૮—૦ |
| જાળંધર આખ્યાન ... ... ... ... ... | ૧—૮—૦ |
| મોટા ઓખાહરણ ... ... ... ... ... | ૧—૮—૦ |
| મૃદાલસા આખ્યાન ... ... ... ... ... | ૦—૮—૦ |
| સ્ત્રી વિલાસ ગરબાવળી ... ... ... ... ... | ૦—૮—૦ |
| દલપત અને વનપાળની વાર્તા ... ... ... ... | ૦—૨—૦ |
| સજ્જનતા મેળવવાના સાધન ... ... ... ... | ૦—૨—૦ |
| પાર્વતિ લક્ષ્મીજીનો સંવાદ ... ... ... ... | ૦—૧—૦ |
| ડ્રીલ શીખવાની ચોપડી ... ... ... ... | ૦—૮—૦ |
| ક્રીકેટ ગાઈડ ... ... ... ... ... ... | ૦—૧—૦ |
| ટુચકા સંગ્રહ ( મનોરંજક વારતાઓ ) ... ... | ૦—૮—૦ |
| મુરખાની વારતા... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| [illegible]મન્યુનો ચક્રાવો ... ... ... ... ... | ૦—૮—૦ |

## ઉરદુ હરફમાં છાપેલાં પુસ્તકો.

તોહફએ દીલ પઝીર ( બનજારા ) ... ... ... ૦—૧—૦
ગુલશને બાહાર અફઝા ( ઉર્દૂ નઈ ઇન્દર સભા ) ... ૦—૨—૬
નકશે સુલેમાની ... ... ... ... ... ... ૦—૨—૬
અન્જામે સખાવત ( ઉર્દૂ બાદશાહે ખોદાદોસ્ત ) ... ૦—૫—૦
અલીબાબા અને ચાલીસ ચોર... ... ... ... ૦—૩—૦
ગુલશને બેદાદ ( ઉર્દૂ શીરીં ફરહાદ ) ... ... ... ૦—૩—૦
ગુલશને બેખાર ( ઉર્દૂ બુલબુલે બીમાર ). ... ... ૦—૩—૦

## નાટકના પુસ્તકો.

ગુલશને બેખાર ઉર્દૂ તમાશાહાએ પુરબહાર ( કે જેની અંદર ૯ ઉર્દૂ ખેલો, બે જલસા, બંદગીઓ, બન્જારાના ગાયનો. તથા મુજરાઓમાં ગવાતી ૧૫૦ ગઝલોનો સંગ્રહ કીધોછે ... ... ... ... ... ... રૂ. આ. પૈ. ૧—૪—૦
ચંદ્રસેનને ચંદ્રપ્રભા નાટક. ... ... ... ... ૦—૮—૦
છેલ સેલાણી અને વિક્રમ ચરીત્ર નાટક. ... ... ૦—૬—૦
તમાશાએ નતિજએ અસ્મત... ... ... ... ૦—૬—૦
ચંદ્ર ચંદ્રીકા નાટક. ... ... ... ... ... ૦—૬—૦
માલીની નાટક ... ... ... ... ... ... ૦—૬—૦
અન્જામે સખાવત ( ઉર્દૂ બદશાહે ખોદાદોસ્ત ) ... ૦—૫—૦
ચંદન મલ્યાગરી નાટક ( ચોથી આવૃત્તિ ). ... ... ૦—૪—૦
તમાશાએ ચાંદબી. ... ... ... ... ... ૦—૪—૦
મફેઝના ( ઉર્દૂ અફસરે ચરત્તર ) ... ... ... ૦—૪—૦
ગુલશને બેદાદ ( ઉર્દૂ શીરીં ફરહાદ ) ... ... ... ૦—૪—૦
તોહફયે દીલકાશા ( ઉર્દૂ નઇ ઇન્દર સભા ) ... ... ૦—૩—૦
સોબતે અસર અથવા મોહન દુઃખદર્શક ... ... ૦—૩—૦
નકશે સુલેમાનીનો ઉરદુ ખેલ ... ... ... ... ૦—૩—૦
ગુલશને બાહાર અફઝા ( ઉર્દૂ નઇ ઇન્દર સભા ) ... ૦—૨—૬
મઝહબે ઇશ્ક ( ઉર્દૂ બકાવ્લીઓ તાજુલમુલ્ક ) ... ૦—૩—[illegible]

અન્જામે સુખન ( ઉર્ફે તીરીયા ચરત્તર ) ... ... ૦—૩—૦
ગુલશને બેખાર ( ઉર્ફે બુલબુલે બીમાર. ) ... ... ૦—૩—૦
અલીબાબા ચાલીસ ચોર... ... ... ... ... ૦—૩—૦
ઇશ્ક નવ બાહાર ( ઉર્ફે ચંદ્રબદન મોહીયાર )... ... ૦—૨—૦
નંદરાજા અને સતિ સુલોચનાના ગાયનો ... ... ૦—૨—૦
ધ્રુવ આખ્યાનના ખેલમાં ગવાતાં ગાયનો ... ... ૦—૧—૬
રસીકાનો અતિ રમુજી ફારસ ... ... ... ... ૦—૧—૦
નવા હરિશ્ચંદ્ર તારામતિના ના૦ ગવાતાં ગાયનો ... ૦—૧—૦
નવા નળદમયંતી નાટકમાં ગવાતાં ગાયનો ... ... ૦—૦—૯
તોહફએ દીલપઝીર ગાયન ( ના૦ ત૦ બનજારા ) ... ૦—૦—૯
વિધવા દુ:ખદર્શક ( વાંઢાનો વરઘોડો )... ... ... ૦—૪—૦
સવાઇ ઠગનો રમુજી ફારસ ... ... ... ... ૦—૧—૬
ચાલાક શકરબી તથા ગુરૂજીનો ગડબડનો ફારસ. ... ૦—૧—૩
શ્રીકૃષ્ણવીલાસ ગાયન ... ... ... ... ... ૦—૨—૦

## બીજાં નાટકના તથા પરચુરણ પુસ્તકો. રૂ. આ. પૈ.

હિંદુસ્તાની ગાયન સંગ્રહ ભાગ ૧, ૨, ૩, દરેકનો... ૧—૦—૦
સીતમે હામાન ઉર્ફે ફરેબે અન્જીલ... ... ... ૦—૮—૦
અંજામે ઉલ્ફત ઉર્ફે હુમાયન નાસીર... ... ... ૦—૬—૦
જફાએ સીતમગર ... ... ... ... ... ૦—૬—૦
બેનજીર બદરે મુનીર ... ... ... ... ... ૦—૪—૦
પુરન ભગત ... ... ... ... ... ... ૦—૪—૦
શીસાનએ અજાઇબ. ... ... ... ... ... ૦—૮—૦
હાતમીન તએ ઉર્ફે અફસરે સખાવત... ... ... ૦—૬—૦
સએપુસ સુલેમાન... ... ... ... ... ... ૦—૬—૦
ઇન્સાફે માહમુદશાહ ગજનવી... ... ... ... ૦—૮—૦
જુલ્મે અઝલમ ઉર્ફે જૈસા બો વૈસા લો. ... ... ૦—૬—૦
ફરેબે શીતના ઉર્ફે ચાહતે જર ... ... ... ... ૦—૬—૦
[illegible]એ મોહબ્બત... ... ... ... ... ... ૦—૬—૦

| | |
|---|---|
| અજાએબાતે પરસ્તાન ... ... ... ... ... | ૦—૬—૦ |
| સુરરે સાચદશાહ ... ... ... ... ... ... | ૦—૬—૦ |
| આશકકા ખુન, દામન પે ધબ્બા. ... ... ... | ૦—૮—૦ |
| અલાદીન ... ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| તીલસમે જોહરા... ... ... ... ... ... | ૦—૩—૦ |
| લયેલી મજનું ... ... ... ... ... ... | ૦—૪—૦ |
| છેલ બટાઉ મોહેના રાની ઓર હવાઈ મીજલસ ... | ૦—૪—૦ |
| જાંગીરશાહ ગોહર. ... ... ... ... ... | ૦—૩—૦ |
| શકુન્તલા ... ... ... ... ... ... ... | ૦—૩—૦ |
| સદેવત સાવલીંગા. ... ... ... ... ... | ૦—૧—૬ |
| કામસેન રસીકાના ગાયન. ... ... ... ... | ૦—૧—૦ |
| સીતાહરણ નાટક... ... ... ... ... ... | ૦—૨—૦ |
| ઓખાહરણનો ઓપેરા... ... ... ... ... | ૦—૧—૦ |
| રૂકમણી હરણ ... ... ... ... ... ... | ૦—૧—૦ |
| સંગીત ગાયન સંગ્રહ ... ... ... ... ... | ૦—૮—૦ |
| કામસેન નાટક ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| ગોપીચંદ નાટક ( ગુજરાતી ) ... ... ... ... | ૦—૮—૦ |
| મૃચ્છકટીક નાટક... ... ... ... ... ... | ૦—૮—૦ |
| કરણ ઘેલાના ગાયન ... ... ... ... ... | ૦—૧—૦ |
| લલિતા દુઃખદર્શક... ... ... ... ... ... | ૦—૮—૦ |
| નળદમયંતી... ... ... ... ... ... ... | ૦—૮—૦ |
| મદાલસા ... ... ... ... ... ... ... | ૦—૧—૦ |
| વિરસિંહ ચન્દ્રિકા... ... ... ... ... ... | ૦—૧—૦ |

એ સિવાએ દરેક જાતની નાટકની, વારતાઓની, અંગ્રેજી, ગુજરાતી, ફરદુ ચોપડીઓ પણ મળસે, જથ્થાબંધ લેનારને કમીશન ઘણું જ સારૂં આપવામાં આવશે.

મેહેતા જમનાદાસ ભગવાનદાસની કંપની;

મેનેજર—જમનાદાસ ભગવાનદાસ.

ઠેકાણું—મુંબઈમધ્યે ભુલેશ્વર આગળ.